# પુનરાવર્તન - 3

## 1. કૃતિ અને કર્તાનાં બંધબેસતાં જોડકાં જોડો :

| | કૃતિ | કર્તા |
|---|---|---|
| 1. | ભમીએ ગુજરાતે : દક્ષિણ ભણી | 1. ડૉ. ચંદ્રકાન્ત મહેતા |
| 2. | અખબારી નોંધ | 2. બોટાદકર |
| 3. | ગ્રામમાતા | 3. ભાણભાઈ ગીડા |
| 4. | હાઈસ્કૂલમાં | 4. ચંદ્રવદન ચી. મહેતા |
| 5. | જનની | 5. કલાપી |
| | | 6. ગાંધીજી |

## 2. નીચેનાં વિધાનો 'હાઈસ્કૂલમાં' પાઠના આધારે યોગ્ય ઘટનાક્રમમાં ગોઠવીને લખો :

1. હું શરમાયો, શિક્ષકના પ્રેમની અવગણના ન કરી શક્યો.
2. મારનું દુઃખ નહોતું, પણ હું દંડને પાત્ર ગણાયો એ મહાદુઃખ હતું.
3. ભૂમિતિના શિક્ષક સમજાવવામાં સારા હતા, પણ મને કંઈ ગેડ જ ન બેસે.
4. જે એક ભાષાને શાસ્ત્રીય પદ્ધતિથી શીખે છે, તેને પછી બીજી ભાષાનું જ્ઞાન સુલભ થઈ પડે છે.
5. પિતાજીની સેવા કરવાને ખાતર કસરતની માફી મળવી જોઈએ, એવી વિનંતી કરી.

## 3. નીચેના પ્રશ્નોના ઉત્તરો લખો :

1. અખબારી નોંધ લખતી વખતે યાદ રાખવાના પાંચ 'W' અને 'H' એટલે શું ?
2. માતાના કાળજામાં કયાં-કયાં અરમાનો હોય છે ?
3. 'નઠારા અક્ષર એ અધૂરી કેળવણીની નિશાની છે.' - આ વિધાન કોણે લખ્યું છે ? સમજાવો.
4. દુદામામા લેખકના બૂટ તૈયાર ન કરી શકતા, ત્યારે કેવાં-કેવાં બહાનાં બતાવતાં ?
5. વૃદ્ધાએ બીજો રસનો પ્યાલો ભરવા ફરી-ફરી કાતળી કાપી છતાં પ્યાલો ન ભરાયો - શા માટે ?

## 4. તમારી શાળામાંથી થયેલા પ્રવાસની અખબારી નોંધ તૈયાર કરી સ્થાનિક અખબારના તંત્રીને પ્રકાશિત કરવા વિનંતીપત્ર લખો.

**5. તમારી શાળામાં આવતાં સામયિકોની યાદી તૈયાર કરી નીચેના કોઠામાં વર્ગીકૃત કરો.**

| ક્રમ | સામયિકનું નામ | પ્રકાશન સમયગાળો | પ્રકાશનનું સ્થળ-સરનામું | તંત્રીનું નામ | વાર્ષિક લવાજમ ₹ |
|---|---|---|---|---|---|
| | | | | | |
| | | | | | |
| | | | | | |
| | | | | | |

**6. સૂચવ્યા મુજબ કરો :**

1. નીચેના શબ્દોમાંથી વિશેષણો શોધી તેની યાદી બનાવો :

   હજાર, હું, પ્રિય, જમવું, નગર, વિનોદ, થોડુંક, પહેલો, દયાળુ, અર્ધો, સુંદર, પ્રથમ, રાતું

2. તમે અલગ તારવેલાં વિશેષણોને વિવિધ પ્રકારોમાં વર્ગીકૃત કરો.
3. આ વિશેષણોની મદદથી એક-એક વાક્ય બનાવો.

**7. સૂચવ્યા મુજબ કરો :**

- 'આવ, ભાણા આવ' પાઠમાં આવતા લોનવર્ડ્ઝ (અન્ય ભાષામાંથી લીધેલા શબ્દો)ની યાદી બનાવો.

  ઉદા. સ્કૂલ, રિપેર વગેરે
- આ શબ્દોનો વાક્યપ્રયોગ કરો.
- આ વાક્યોમાં વપરાયેલ લોનવર્ડ્ઝની જગ્યાએ તેના ગુજરાતી શબ્દ લખી વાક્ય ફરીથી લખો.

**8. નીચેના શબ્દોના બે-બે સમાનાર્થી શબ્દો લખો :**

1. જનની - ________, ________ 2. અખબાર - ________, ________

3. આંખ - ________, ________ 4. સૂર્ય - ________, ________

**9. તમે કરેલા પ્રવાસ-પર્યટનનું વર્ણન કરતો પત્ર તમારા સગાં-સંબંધીને લખો.**

**10. 'ગ્રામમાતા' કાવ્યમાં રાજાની ભૂમિકા તમારી દૃષ્ટિએ યોગ્ય છે ? શા માટે ? જો તમે રાજા હો તો શું કરો ?**

**11. નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો આપો.**

| | | | |
|---|---|---|---|
| નિરાશા | ________ | આથમણું | ________ |
| અંધકાર | ________ | આનંદ | ________ |
| પારકું | ________ | ધરા | ________ |
| ટેકરી | ________ | કોમલ | ________ |

**12. એકમ 10થી 15માંથી પ્રશ્નાર્થવાક્ય, ઉદ્ગારવાક્ય અને વિધાનવાક્યોની યાદી તૈયાર કરો.**

દા.ત. 'હું ખોટો નથી' એ કેમ સિદ્ધ કરું ? (પ્રશ્નાર્થવાક્ય)

તું નારાજ થા મા, ભાણા ! (ઉદ્ગારવાક્ય)

તમારી તો આશિષ માત્ર માગું. (વિધાનવાક્ય)

•